# મોતી ગવરીનો ગરબો.

બનાવી છપાવનાર

એ કેશાનો સાંભળનાર.





સુરત મધે.

સૈયદપુરાની શ્રાવકપોળમાં નંબર ૨૦૮ ના

મકાનમાં.

નાથજી નરોતમદાસે છાપ્યો.

સને ૧૮૮૩.

કીમત એક આનો.

૧૯૮૦

# મોતીગવરીનો ગરબો.

ગરબી ૧

ચાલો ચાલોરે કનૈયા મોરી સાથે — એ ઢાળ.

હારે મોતી ગવરી સુરતની જાણો

એ તો નાગરી નાતની પીછાનોરે; મોતીગવરી — ૧.

એનું નામ અતી ઘણી મોટી,

પણ અકલમાં છે છોટીરે. મોતીગવરી — ૨.

હારે એને વર મલ્યો તો શાણો,

ધનશંકર ઇંદ્ર પ્રમાણોરે. મોતીગવરી — ૩

માત પીતાએ બાળ પરણાવી,

પાછલથી સાસરે વલાવીરે મોતીગવરી — ૪

ઇશ રૂઠયો ત્યારે કર્મજ ફુટયું,

ધનશંકરનું આયુશ્ય તુટયુંરે. મોતીગવરી — ૫

જ્યારે નવ વરસની થઇ,

નવ સાસરે સુખ લીધું જઇરે. મોતીગવરી — ૬

મોતીગવરી તે શાણીજાણો

એના સુખની ગઇ તે ખાણોરે મોતીગવરી — ૭

## ગરબી ૨

મોહન માંગ પીલાઇરે કદમનીચે મોહન માંગ પીલઇરે
ગારી મોતી જોતીરે એના કરમની રેખા છોટી
જ્યારથી એ તો વિધવા થઇ, અહો નીશ મનમાં રોતીરે
એ તો ગવરી મોતી જોતી. ૧
જ્યારે જ્યારે એનો પીઉ સાંભરતો.
જાણે મળવાને દ ડોટીરે, એનો મોતીગવરી જોતી. ૨
બાવીસો ૩૦ નું પલ્લું એનું હતું, કપડાની થોક નહીં છોટી
એતો મોતીગવરી જોતી. ૩
હતી વિધવા બાળરાંડ બીચારી,સોહાગ સધવાનો ધારીરે
એતો મોતીગવરી જોતી ૪
ચંદ્રવદન સમ મુખડુંરે સોભે, જોઇ જોઇ મનડું લોભે.
એતો મોતીગવરી જોતી. ૫
ભણતાં શીખી ને ગણતાં શીખી, ગુરજર અંગરેજી લીપીરે
એતો મોતીગવરી જોતી ૬
નીત નીત વદા ભાભુ સુધારી, માત પીતાને અતી પ્યારીરે
એતો મોતીગવરી જોતી. ૭
કીશોર વય ગયું જુવાની આવી, મદ એને ગભરાવે રે
એતો મોતીગવરી જોતી. ૮

## ગરબી ૩

તમે અજાણ્યા અમે જાણીતાંરે. એ રાગ.

તમે સાંભળો દેશીઓ વીનતીરે,
એતો વાત નથી આજે નવીરે. તમે સાંભળો. ૧.
વીધવા પણું પાળવું દોહેલુંરે
વ્રત તપ ઘણેરં કરવુંરે,
સમજી વિચારીને ફરવુંરે. તમે સાંભળો. ૨.
સોળ વરસે જુવાની જાણોરે,
એને મદનો લાગીઓ તાણોરે,
મદન મનમાંહી તોસમજાણોરે. તમે સાંભળો. ૩.
અહો નીશા બળવા લાગીરે,
એને સુખની ભવટ ભાંગીરે,
ઇશ સુખ આપ લઉ માગીરે. તમે સાંભળો. ૪.
એવી રીતે બળતા ન માયરે,
મન આકુળ વ્યાકુળ થાયરે,
આજે સોહાગ ઘણો સોહાયરે. તમે સાંભળો. ૫
કર કંકણ બંગડી ખખડેરે,
સાથે સુવરણ ચુડી ગબડેરે,
જોઇ અવર પુરૂષ નેણાં બળેરે. તમે સાંભળો. ૬

જેનું ભાગ્યોદય પાછું ફરેરે,
અવળી બુદ્ધી સુજે તેને ખરેરે,
પછી પસ્તાવો ચીતમાં ધરેરે. તમે સાંભળો. ૭

ગરબી ૪

પ્રેમની પીડા તે કોને કહીએરે હો મધુકર પ્રેમની - એ રાગે
અહોનીશ દુઃખીઆં છઇએરે હો નાથજી, અહોનીશ દુખીઆં
છઇએ.
જ્યાં જ્યાં જાઊં ત્યાં આંગળી થાએ, મન ઘણું મુઝાયરે.
હો નાથજી.અહોનીશ દુખીઆં છીએ. ૧
ઘરમાને બહાર હું હાહોડ થાઊં, રે રવડી રખડીને ક્યાં જાઊંરે
હો નાથજી. ૨
દિટલીક વાર એમ ટટ્ટો થતામાં, બય બીત થઇ આવડાનીરે.
હો નાથજી. ૩
કોણ જાણે શાં કર્યાંતાંપાપો ,દુખ થાળીદ્ર કાપોરે.
હો નાથજી. ૪
એ કરતાં ન સારજાવી હોત તો, મારા ભવની ભાવટ ભાગતરે
હો નાથજી. ૫
તે માટે હું સ્તવન કરૂં છું, સંકટ કાપો તો સુખીયાં થઇએરે.
હો નાથજી. ૬

જય જય જય થાઓ સઘળે જગતમાં પ્રાર્થના સુણીને હૈયે ભરીયેરે
હો નાથજી. ૭

ગરબી ૫

સુણો શામળા હું તમ માટે ઘેલી થઇ જો. એ ઢાળ

મારી વાત તે આદરજી સાંભળજો,
હવે વાત જે કહીશ મુકી આમળો જો. મારી- ૧
મારૂં નામ સુખદેવરામ આદીતરામ છે જો,
નાગરી ન્યાત સુરત ધામ એ વાત ખરી જો. મારી- ૨
મોતીગવરી મારી પુત્રી ઘણી પ્યારીછે જો,
નવ વરસે પરણી ત્યાર પછી એ રાંડીછે જો. મારી- ૩
કન્યાદાનમાં જણસો મેં કશી નથી જો,
એતો ખાલી બકબારો કરે આમથી જો મારી- ૪
મારે કરજ નથી રતીલાલ દેશાઇનું જો,
કરજ કરવું પડયું મોતીગવરી તણું જો. મારી- ૫
પંદર હજાર ધનશંકરે કરજે કર્યાં જો,
આંધું વતન વેચીને માણુંને ભરયા જો. મારી- ૬
કરજ બીજું હતું હરી નવલ રામનું જો,
તે પર વડતે થયું ખરચ દોઢ હજારનું જો. મારી ૭
રૂપીઆ બારસોની જણસો વેચી ખરી જો,

બીજી પોણી તે બસોની ગીરવી મહી જો. મારી· ૮
બાકી રૂપીઆ ખરચ્યા તે મારી ગાંઠના જો,
લેણા નીકળે રૂપૈયા હજાર દાસના જો. મારી. ૯
ફક્ત ત્રણસોની મોતીની જાણસો રહી જો,
બાકી મારી પાસ એનું હવે કંઇ નથી જો. મારી· ૧૦
શ્રાવણ માસના સોમવારે એતો નીશરી જો
સાથે કડાં તોડા વીટી અને બંગડી જો. મારી· ૧૧
સાજ નથી કરી મેં ને મારા પુત્રએ જો,
એતો આમથી બકે વાત એ ગલતછે જો. મારી· ૧૨

ગરબો ૬

અલબેલીરે અંબે માત જોવાને જઇએ. એ ઢાળે.

તમે સાંભળો વાત્ત વીશાળ કહુંછું સાક્ષીહું
મોતીગવરી ભગની મારી હતી બાળ પણાપારે,
જ્યાં ત્યાં એની રક્ષા કીધી, કોણએ એને બરમાવી કહુંછું ૧
આગસ્ટની વીશામી તારીખે, મધરાતે એ નાઠીરે;
બનીમાની એતો નાઠી બારણાને દઇ વાસી- કહુંછું· ૨
પાછલે બારણે બંડળ પડ્યું તું કપડા અને જેવરનુંરે
માલ બધો મળી ત્રણસોનો હતો, એ કઉતક તેકહેવું· કહુંછું· ૩
તોડા મારી માના હતારે, માળા ઘડાવી બાપેરે;

માદળીયું અને તાવીજ તેપર છે માની તો છાપે. કહુછું ૪
વીંટી અને વાસણ સઘળાં, પીતાજીએ ખગીધાંરે;
અમદાવાદે ફરીયાદ કીધાં, અહીંયાં તો નવ બીધાં. કહુછું ૫
વરસ ઉપર જાતરા ગયાંતા, અંબાજીની કરવારે.
તે વેળા ઠાકોરને સાથે, તેઠી ગયાતા ફરવા. કહુછું ૬
હુમારા ઘરની જણસો સરવે, ઠાકોર હસ્તે નમેલીરે;
ઠાકોર ઉપર પુરણ ભરોસો, ઈશ અમારો બેલી. કહુછું ૭
પણ પછી આશરે ત્રણ ચાર માસે, શક આવ્યો તો એવોરે
છાની વાતો ગવરા સાથે, ઠાકોર કરે એ કેવો. કહુછું ૮
નીતે અને મોતીગવરી વચ્ચે, ખાનગી પત્રો ચાલ્યારે;
તે હું આપને રજુ કરૂછું, પછી નાસતાં ફાલ્યાં. કહુછું ૯

ગરબી ૭

(સખી પડવે તે પંથ સીધાવ્યારે. એ રાગ)

માહારૂં નામ મોતીગવરી કહાવેરે
ધણી ધનને પીતા સુખદેવ ભાવેરે
ભાઈ ઉમેદરામ લખાવે. મારૂં ૧
મારા ધણીની જણસો જે હતીરે
કેટલીક ભંગાવી કેટલીક વેચીરે
તેમાંની કંઈ મેં વળી સચી. મારૂં ૨
હેની જણસો સુખની બનાવીરે

 ૧૯૯૦

કાગળની નથી કંઇ ખબરરે, મારા સાહેબજી હો,
ગવરી કહે ચાલ ઠાકોર મુકવારે લોલ-૨
કાગળ જપતીમાં નીકલ્યા તે ફોજદારનીરે લોલ,
તેમાં હું નજાણું કાંઇ ખાઉીં સમરે, મારા,
ગવરી કહે ચાલ ઠાકોર મુકવારે લોલ-૩
બધાં વાસણોમાંથી કેટલાંક માહ્રાગાંછેરે લોલ,
બીજો નથી હવે યાદ મને બોલરે, મારા -૪
વળી કહે ચાલ ઠાકોર મુકવારે લોલ-
એટલું જાણું હવે શું કરૂ રે લોલ,
લખ્યું મારે લલાટે જે થાય- માર-
ગવરી કહે ચાલ ઠાકોર મુકવારે લોલ-૫
લલુ કહે હું તો લેશ ન જાણુતોરે લોલ,
હુતો આવ્યો તો વીશવાસરે-મારા-
ગવરી કહે ચાલ ઠાકોર મુકવારે લોલ -૬

ગરબી ૯

( રાગ બુરાનપુરી બાગના ગરબાનો. )

સંવત ઓગણીશેનો સાલ, ઉપર ઓગણચાળીસ ચાલ
વદ દુતીઆ વીશાળ, માસ શ્રાવણની.
સોમવારનોજે મેળો, સરવે કરતા વાતું ભેળા

સાહ્‌ોત સારવે સાથે મેહેસો, પુજા કરવાને.
પ્રથમ શંકર પાસે જાઉં, પછી ગવરીના ગુણ ગાઉં
ઠાકોરજીની ખબર લઉં, તમે સાંભળજો.
મોતીગવરી કહેછે ચાલો, સાથે ઠાકોરભાઇ માહાલો
કીરપા કાકા હૈસે ગાળે, તેનું શુંરે થશે!
એમ કહીને બંને ચાલ્યાં, પાકીટ પોટલાં હાથે ઝાલ્યાં
સંઘ બહુચરીનો હાલ્યાં, દરશણકાજે.

સાખી

દરશણ કરવા ચાલીયાં, મોતી ઠાકોર સાથ;
કીરપા કાકાનું શું થશે, સઘળાં ઘસસે હાથ.
હાંરે સઘળાં ઘસસે હાથ, થશે સંધા સુખનો નાશ;
એતો વળીયું સત્યાનાશ, હવે કેમ થશે.
જેવર ત્રણસોનું ગયું, બાકી રેહેવાનુ તે રહ્યુ
ચાલે હરીનું ધાર્યું સહુ, એમ વીમાસે.
તાર અમદાવાદે કીધો, પ્રાતઃ કાળે ઝડપી લીધો
કહ્યું સંપીસો તો સીધો, ત્રતીઆ દીને.
ત્રતીઆનો છે દીન, તારૂં મન થયુંછે ભિન્ન
તને વળગ્યું કયાંથી જીન, જાઈએછે ફરવા.
પકડી અમદાવાદથી આણ્યાં ઘેટડી કીલ્લાનીમાં ઘાલ્યા

રહ્યા કોઇના નઝરાલા, હવે શુંરે થશે.
સીટી મેજીસ્ટ્રેટે કહ્યું, તને દુઃખ થયુંછે બહુ
તારૂં બાપદાદાનું ધન ગયું, તમે શુંરે જાણો.
અમે નથી કીધા ચોરી, ગયા અમો બંને જોડી
સાથે લખ્યું ગયા તેડી, ચાકર દાખલ.
નાનાભાઇએ ક્રીટ કીધાં, જામીન એકુના નવ લીધા
એથી ત્રણે જણ બીધાં, હવે શુંરે થાશે.

શાખી

હવે શું થશે આપણું, સુખ કરતા શોક.
સાચો બેલી શરણનો, નહીં તો મુશુક પેક.
મુકશું પોક આપણે જ્યારે, સરવે લોક નીહાળે ત્યારે
વારો આવશે છુટવાનો ક્યારે, બેવકુફી કીધી.
એમ વિચારે સહુ મન, કહે છાતી તારી ધન.
ફરી એવી હામ ને જન, હશે એવા થશે.
ખાન બાહાદુરે તેડાવ્યા, ફરીયાદીને શાહેદ લાવ્યા
વકીલ ઓછવરામ બોલાવ્યા, કેશ લડવાને.
સાક્ષીઓની જુબાની લીધી, ગણતી કહે બારે સીધી
તમે કરો એની દીવો, જોર કેટલું હતું.
પહેલું ... સાર, સાથે કપડાંનો નહીં ભાર

હવે વાત રહી શી સાર, એટલી ઇસ્તામત ખર્ચ ?
કેટલો જણસો ગીરવી મેલી, થાયછે વરસાદની તો હેલી
થાશે ઇશ તમારો બેલી, સરવે સાચુ કહો.
વકીલ સાક્ષીને તો પુછે, એનું કારણ બતાવો શું છે
સરવે વાત કહો તે શી છે, માટે ખુલી કરો.
પુરાવો ફરીઆદીનો લીધો, આદરજીએ તોલ કીધો.
માલ ગવરીનો સાચ સીધો, માટે છોડી મુકું.
આદરજી તો એવું બોલે, કાયદો દેછે તુને છોડે
રહેજે સારા ગ્રંથની જોડે, તારૂં સારૂં થશે.
સને અરાડ ત્યાશી સાલ, સપટેંબર રસાળો બાળ
ગાઓ પંદરમીનો ખ્યાલ, મોતી છુટી]
મોતી છુટી ઠાકોર છુટયો, દલુ તણો બંધન તુટયો.
ત્રણે જણનો ગમ ખુટયો, સરવે ખુશી થયાં.
બાલપણે નહીં પરણાવો, પુનરવિવાહ રાહ ચલવો.
સઘ પુરૂશોને સમજાવો ચાલો એવી રીતે.



સુરત સાઇઆેદ પરાની શ્રાવક પોળ મધે નાં૦ ૨૦૮ ના મકાનમાં "સુરતસીટી સેંટરલ પ્રેશ" માં ગુજરાતી બાળબોધ અને અંગરેજી ચોપડીઓ વગેરે છપાયછે. નીચે જણાવેલી ચોપડીઓ સંદરહુ ઠેકાણેથી મળશે—

| | |
|---|---|
| બીજી ચોપડીના અર્થ | ૦--૨--૦ |
| ત્રીજીના અર્થ | ૦--૩--૦ |
| ચોથીના અર્થ | ૦--૪--૦ |
| પાંચમીના અર્થ | ૦--૫--૦ |
| હીંદુસ્તાનની ભુગોળ | ૦--૨--૬ |
| હિંદુસ્તાનનો ઇતિહાસ | ૦--૩--૦ |
| સુરત જીલ્લાની ભુગોળ | ૦--૧--૦ |
| મુંબઇ ઇલાકાની ભુગોળ | ૦--૧--૬ |
| ગુજરાતનો ઇતિહાસ | ૦--૧--૦ |
| કોષ્ટક | ૦--૦--૯ |
| [illegible] શાહની નસીયત | ૦--૩--૦ |
| રતનના અને પ્રીતમના મહીના | ૦--૧-- |
| દુકાળનો ગરબો | ૦--૧--૬ |
| ભાવીગવરીનો ગરબો | ૦--૧--૦ |

એ સીવાય પીનલકોડ, ડીપાર્ટમેંટલ પરીક્ષાનું પુસ્તક અને મ.ગાયકવાડી રાજના કાયદા અને સરક્યુલરો પણ મળશે.